…ી રણછોડને, એહ તણો હું દાસ; વાંચી શીખે સાંભળે, તેનો વૈકુંઠ વાસ

શ્રી ગણેશાય નમઃ.

# પ્રસાદીયાં

શ્રી

રણમુક્ત રણછોડજીને ધરાવેલા અન્નકોટનાં તથા

બોડાણાનો ભક્તિ ભાવ અને ભજન

દોહરો.

નયન નિરખી નર જુવો, નવો કવિ નવો ગ્રંથ
નવિન કથા અનુપ ધરો, મળે પાંસરો પંથ.

રચી છપાવી પ્રસીદ્ધ કરનાર

કવિ, વાડિલાલ સાંકળચંદ

અમદાવાદ શાહપુર હાલ: હાજા પટેલની પોળ પાખીયાની પોળ



આવૃતી પેહેલી. પ્રત ૫૦૦૦

અમદાવાદ.

દીલ્હીદરવાજે ચકલામાં જયન્તિ પ્રીન્ટીંગ પ્રેસમાં છાપ્યો.

સને ૧૯૦૭ સંવત ૧૯૬૩.

કિંમત રૂ ૦-૧-૦ એક આનો.




શ્રી રણછોડરાયજી જય

## મંગળાચરણ.

છબીલા છબી આપની શુભ ભાવે છટાદાર એ છેતરી કેમ જાશે
ગણી દીકરે રાખશો પ્રેમ સારો, વદે સેવકો આ વિનંતી સ્વિકારો
ખરા પ્રેમ માટે દીધું ધામ છોડી, રૂડા ભકતના પ્રેમમાં પ્રીત જોડી
અમોને સદા દુઃખથી તો નિવારો, વદે સેવકો આ વિનંતી સ્વિકારો
ખરે ભકતના હીતનું કામ કીધું, સવાવાલ સોના તણું તોલ દીધું
થયો તેટલો એ રૂડો નાથમારો, વદે સેવકો આ વિનંતી સ્વીકારો

### ભજન

અધિક અમ્રતથી મેવો. રણછોડ રસનાએ લેવો ટેક
દ્વારકાંના વાસી ગીરધર. ભકત સાથે આવી
બોડાણા પર પ્રેમ ધરીને, દીધો ભકત શોભાવી. અધિક
તુલશી વાવી ભક્તિ ભાવે, ભક્ત આધીન ભગવાન
એમ વદે આ જગના લોકો સત્ય કર્યું સનમાન અધિક
શીતેર વર્ષ સુધીએ તપમાં, બોડાણો બહુ ભાવી
સ્વપ્નું આપ્યું સુંદર વર પોતે. ખરે વ્હેલ જોડાવી. અધિક
માગી ત્યાગી બળદજ આણ્યા, નિર્બળ અને તે ગરીયા
ભકત જન ચિંતામાં પેઠા, લાજ જશે શામળિયા, અધિક.
જગ સ્વામી એજે નામી, વ્હેલમાં પગ જયાં દીધો
પવન વેગી બળદજ ચાલ્યા, ડાકોરનો રસ્તો લીધો, અધિક

### ભજન

સામળીયા વાતજ માની, વ્હેલ જોતરી છાની,
ઝટપટ જાવું સ્વામી મ્હારા જાણુ નગરીમાં થાશે,

બોડાણો કહે ગુણવરગરવા, લાજ ભકતની જાશે, શામળીયા
સેવક ગભરાણો અકળાણો બોડાણો. મનની સાથે
ભગવાન કહે ચિંત્યા નવ કરવી, પધરામણી ત્હારે હાથે શામળીયા
જાણ થતાં જે ગુગરીયા, ભગવાનની પુંઠે ધાયા
અંતર જામી જો જોતામાં ઘણાક જોજન આવ્યા. શામળીયા
વિશ્રામ કર્યો ભકતની સાથે ઝાડ લીમડાનું દીઠું
હાથ અડયો લીમડાની સાથે. બની ગયું ડાળ મીઠું. શામ

દોહરો.

ડંકેશ્વરની દ્રષ્ટિએ વડા કરો વિચાર
પાંડવને કૃષ્ણ જતાં એ જગ્યા સુખકાર
લક્ષ્મીજીના દેવળે, જોવા જેવો ઠાઠ
બ્રહ્મપુરી ઇંદ્રપુરી થતા બ્રહ્મના પાઠ
આનંદ ઉત્સવ શોભતો, ઘેર ઘેર ગીત ગવાય
જ્યાં ગાદી રણછોડની, વિજય વિજય વર્તાય
બળવંતા બ્હાદુર જે રામચંદ્રના દુત
હનુમંત ત્યાં આવી વસ્યા, ગોમતી માત સપુત
આડંબર બહુ વિધનો, સ્વારી શુક્રવાર
ધન્ય ધન્ય રણછોડરાયને. ઉતારે ભવપાર
જાત્રાળુ બહુ આવતાં, કરતા પુરણ કામ
ચોથ ભાગ અર્પણ કરે, રણછોડ રાયને નામ
ભાગે ભ્રાન્તી મન તણી. શાંન્તી કરે. એ. સ્વામ
સંતોષ્યા સંતોષથી, બોડાણા આતમરામ
માન ભોગ સૌકો જમે સુંદર રણછોડ તાલ
ડંકલપુર જંગલ રૂપી, મંગળ નોતમલાલ.

દ્વારકાં બહુ દુરથી, વહાલો વસીયો પાસ.
વાડિલાલ એમ વિનવ્યું ડાકોર દ્વારકાં ખાસ

ભજન

મને સેવક તમારો જાણી, ભર દરીયેથી લેવો તાણી. ટેક
ભરદરીએ હું ગોથાં ખાતો નથી સુજતુ કાંઇ
નામ તમારૂં જપતાં ભુલ્યો. મુઝાયો મન માંહી. ભરદરીએથી
દુઃખો આ દુનીયાની મોટી, સમજયો પણ સત્ય માની
અંત વખતે હું ગભરાણો. પાપ કર્મથી હાની. ભર દરીએથી
મન મારૂં આ મર્કટ સરખુ આડુ અવળુ ચાલે
સમજાવું પણ વિણ સમજણનું જ્યાં,ત્યાં માથાં ઘાલે ભરદરીએ

ક. વા. સાં

ભજન.

શીદ ગોથાં ખાવો ભાઇ, ડહાપણમાં છે દુઃખ ટાઇ ટેક.
ધનમાલને તારા સંગમાં રંગ ધરે ઉમંગેરે
કાળ ઝપાટો જબરો લાગે હાલ બને બે ઢંગ ડહાપણ
આવ્યો ત્યારે શું રે લાવ્યો. જાવુ ઠાલે હાથેરે
ચેત ચેત નર હે અજ્ઞાની, પરમારથ તે સાથે ડહાપણ
સગાં સબંધી જ્ઞાત જાણજે, ખોટો પ્રપંચનો ટેરોરે
સ્વારથ જાતાં નવ બોલાવે, પૈસે ઘાલે ઘેરો ડહાપણ
આજ કરવાનું ઝટ કરલે ભાઇ કાલની કરશીદ વાતોરે
અચાનક આવે મન ગભરાશે. અમુલ્ય અવસર જાતો, ડહાપણ
અધમ ઉધારણ તું ભવ તારણ સુખ કર હે સ્વામીરે
ક્રુચોર થયો હરામી, દે માફી હે નામી. ડહાપણ

## ભજન

મનનો મેલજ મુકીરે. હરી ભજનમાં થાને ટેક
સદ ગુરૂની સંગત છોડી દુર્ઘટમાં શીદ જાને. મનનો
રંગ રૂપજે નાશ થવાનું, તે પર મુરખો રાજી
અકરમી જીવ નવ હઠ છોડે, કહે તું કેનું માને, મનનો
આભ ઉંડાળે ભરવા ઇચ્છે, પણ ધાર્યું નવ થાતું
નાહક ફાંફાં મારે મુરખા, સજ હરીના વાને. મનનો
પતંગીઉં જેમ દિપક દેખી, પડવાને મન ઇચ્છે
પણ મૃત્યું નવ જાણે એતો જા સુપાત્ર દાને મનનો
ન કરવાનાં કામો કીધાં, પિતા માફી માગુ
તારણ હાર જગ પીતા મ્હારા, ચડી ગયો વેરાને. મનનો
મહા મોટા જે બળવંતા તે પણ મુકયા ફુંકી.
પાપી જીવ જે આ મગતરૂ શુણ્ય કહુ તે કાને મનનો
હે અવિનાશી તેજ પ્રકાશી શાબાશી તુજ ભારીરે
અનેક વાર વિનંતી તુજને, ઠરૂ લ્હારે તાને મનનો

## ભજન.

હુંતો ભુલ્યો ત્હારા ભાનમાંરે રણછોડ તાનમાંરે પ્રભુ ગાનમાંરે
ટેક.
હુંતો ભુલ્યો ત્હારા ભાનમાંરે.
રણછોડ નામની માળા જપતાં, નમતુ મસ્તક મારૂં.
રાત દીવસ રટના છે ત્હારી, ધ્યાન રૂદેમાં ધારૂ,
અંતર ગુલતાનમાંરે. હુંતો ભુલ્યો ત્હારા ભાનમાંરે
જેમ સતી પતી એક ઇચ્છે; એમ ધણી તું મારે
બે ઠંગો જો દાસ બને આ, ન કામ હમારાં સારે

સદા રહુ ત્હારા જ્ઞાનમાંરે, હું તો ભુલ્યો ત્હારા ભાનમાંરે
આરમે રાહુ કદી પડે. પણ. નવ રણછોડને તજીએ
દેહ જતાં મરતાં સુધીમાં વ્હાલા તુજને ભજીએ
નાવ રહુ અભીમાનમાંરે. હું તો ભુલ્યો ત્હારા ભાનમાંરે
પશ્ચિમ સુર્ય ઉગે તો પણ કેમ નાથ હું છટકું
જો છટકુ તો સાચુ કહુછુ ભવ ભવમાં હું ભટકુ
આપુ બહુ નાદાનમાંરે, હું તો ભુલ્યો ત્હારા ભાનમાંરે
અગ્ની વીષે દેહ જલે પણ એક ટેક નવ છંડુ
અહોનીશ ગીરધરના ગુણમાં ભજન વીષે હું મંડુ.
તો આપુ ગુણવાનમાંરે. હું તો ભુલ્યો ત્હારા ભાનમાંરે

ભજન.

મન મોહનજી, અર્જ સુણીને વાલમ વ્હેલા આવજો.
વિદુર તણી પ્રીતી પિછાની, ભાજી પર જઇ રસીયા
સુદામાના તાંદુલ માટે, પ્રેમ સહીત ત્યાં ધસીયા. મન મોહનજી
સબરી બાઈનાં બોર વધાવી ભક્તોનાં કામજ કીધાં
મીરાં બાઈના ટેકજ માટે, ઝેર આરોગી લીધાં. મન મોહનજી
રથ હાંકી અર્જુનજી કેરો, નરસિંહનું કામ કીધુ
મામેરૂ પરી પુર્ણ ભરી સરાદ સુધારી દીધુ, મન મોહનજી
અન્નકોટ વીષે અવિનાશ પધારો, દેખું દર્શન જય.રે
સેવકને સાથે લઇ જમશો એમ તકરાર હમારે. મન મોહનજી

ભજન

માત પિતા સુત બંધવ નારી તુજ ભાનમાં ચુકયો.

છતાં વિઠ્ઠલ દર્સન નવ દેવું કેમ વિસારી મુકયો,
રાખી અધવચ્ચ રાનમાંરે, ભુલ્યો ત્હારા ભાનમાંરે ૨૬
સગાંની સગવટ છાંડીને, ત્હારી સગવટ માની,
નબળો સબળાપર પ્રેમ લાવે ન ગણાય એકજ આની
વ્હાલા તારા વાનમાંરે ભુલ્યો ત્હારા ભાનમાંરે,
ગાયો ચારી જો વિચારી કટુ વચન આ કહીએ.
તો પણ તું મનમાં ન લાવે ત્યાં મુઝાઇ રહીએ.
પડયો શું ખાન પાનમાંરે ભુલ્યો ત્હારા ભાનમાંરે
ભકિત રૂપી યુદ્ધ આરંભ્યું. નથી છાંડ હવે છુટકો.
પ્રેમ મસ ભકિત રસ વ્હાલો કર્યો ભાવનો ગુટકો.
હવે લેને કંઈ ધ્યાનમાંરે. ભુલ્યો. ત્હારા ભાનમાંરે
અમારે મન પ્રભુ પ્રભુ તું કાને નથી ધરતો
લાજ મુકીને શેવક બોલે, વાટે હરતો ફરતો
રહું તુજ પિછાનમાંરે ભુલ્યો, ત્હારા ભાનમાંરે
ગોપીમાં શું ઓપી રહીને લાજ ભકતની લોપે.
આ સંસાર અકારો લાગે. ભલે વિઠ્ઠલ તું કોપે
સમજ ભકિત સાનમાંરે ભુલ્યો ત્હારા ભાનમાંરે
વાડિલાલ ભવમાં મુઝાણો અકળાણો ગભરાણો
ભકત પર નવ પ્રેમજ લાવે. જુવે તાલ એ શાણો.
તુજ નામ તણા છું જ્ઞાન માંરે ભુલ્યો ત્હારા ભાનમાંરે

ભજન

રણછોડ રંગીલા પ્યારા દરશન દીજીએ. ૨૬.

સેવા ત્હારી કરતાં ભજતાં તજતા જગની માયા.
છતાં સ્વામી દર્શન નવ દીધુ શામાટે સરમાયા  રણછોડ.
આરા સ્વામી નવ કંઇ ખામી નામી નામ તમારૂં
અંતરયામી આવો વહેલા ભટકે મનડું મારૂં  રણછોડ
કલ્પવૃક્ષ સરીખા સ્વામી મન વંછીત ફળ આપો
નાથ હમારા પ્રાણ ધારા પ્યારા ભવ જલ કાપો  રણછોડ.
દર્શન થાતાં શાંન્તી પામુ અન્નકોટની થાળ ધરીએ.
ભાવ સહીત ભગવાનની સાથે બેસી શું શું જમીએ રણછોડ.
સામગ્રી આ મારી નિરખો વ્હાલા વેગે આવી
વાડિલાલ આ દાસ તમારો, જુવો થાળ ધરાવી  રણછોડ.

હે ઠાકોરના સ્વામી તમે બોડાણા પર પ્રેમ લાવી દર્શન દઇ તેને ભાગ્ય શાળી કીધો, તો અમારો શો દોષ કે અમે જગતની માયા છોડી હરતાં ફરતાં ભજતાં પણ દર્શન દેતા નથી. આવો મ્હારો ભાવ તે ભાવમાં હે દીન દયાળ હે કૃપાળ હે માયાળ પરમ ભકતને તારનાર ભવ જલથી બચાવનાર સંકટના સંહારનાર હે પ્રાણાધાર તમે દર્શન આપો મારે ઘેર જમો હું તો છેક રંક છું પણ જો તમે આવો તો નીચે પ્રમાણે અન્નકોટ ધરાવી તમારી સાથે અમે પણ પ્રસાદ આપની સાથે લેવામાં આનંદને મીઠાશ આવે તેનો સ્વાદ દુનિયામાં બીજા કશામાં નથી તો મને પ્રસંન્ન થઈ દર્શન દેવા આ ગરીબ ઉપર નજર કરો, મારી આંખોના તારા હૈયાના હાર મારી તરફ અમી આંખની નજર કરી પધારો.

## ભજન.

આવ્યો આવ્યો આવ્યો મારો વ્હાલો વીઠ્ઠલ વ્હાલમાંરે
શાણો લાલમાંરે, હર્ષના ખ્યાલ માંરે સેવક ન્યાલમાંરે
આવ્યો વિઠ્ઠલ વ્હાલમાંરે, ટેક.
ભલે પધાર્યા, ધૃવના સ્વામી. મારા સ્વામી પ્યારા
રાડકરી કટુ વચને તો, રીસ નકરશો મારા મારા
હુવા કેમ ગાલમાંરે, આવ્યો વિઠ્ઠલ વ્હાલમાંરે,
થાળ ધરાવી ગભરાણો હું નાથ નમેરો આતો
ભકત આધીન ભગવાન કહે એ જાણત જુઠી વાતો.
દીઠા ચમકતી ચાલ માંરે, આવ્યો વિઠ્ઠલ વ્હાલમાંરે
જમો જમો ગીરધર ગુણ ગરવા, હરવા સંકટ મારાં
કપટી પણ ચતુરાઇ ત્હારી. અઘાત કામજ ત્હારાં
દીપે ઝાક ઝમાળમાંરે. આવ્યો વિઠ્ઠલ વ્હાલમાંરે
થાળ આગળ આ પીરસેલી, તેમાં ભુલજો આવે
છોરૂ તો કછોરૂ કહીએ, પિતા ભુલ બતાવે
રહયો તમારી ઢાલમાંરે આવ્યો વિઠ્ઠલ વ્હાલમાંરે.
વાડિલાલનો સ્વામી કેવો કેવું પારખું કીધું
સેવકને કૃતાર્થ કરીઓ ભજન માની લીધું
શું આવું કળીયુગ હાલમાંરે. આવ્યો વિઠ્ઠલ વ્હાલમાંરે
જાણ્યું જીવ ભકતનો જાશે, હઠ લઇ એ બેઠા
સોલસે ગોપી સાથ છોડીને, ઉતર્યા અમરા પુર હેઠા
કળીયુગ તેંસઠ સાલમાંરે. આવ્યો વિઠ્ઠલ વ્હાલમાંરે

## અન્નકોટમાં ધરાવેલી સામગ્રી.

રણછોડજી સુણો મારી વાતરે વાલાજી
આશો સુદ ૧૫ શુભ સાક્ષાત મારા વાલાજી
ઓગણીસેં તેંસઠ મંગલીક સાલરે વાલાજી
અન્નકોટ તણો આ જે હેવાલ મારા વાલાજી
રણછોડજી પધાર્યા મારે ઘેરરે વાલાજી
જમવા જમાડુ આનંદ ભેર મારા વાલાજી
રૂડા મોતૈયા લાડુ જમવા કાજરે વાલાજી
સુતરફેણી ગુંદવડાં મ્હારાજ મારા વાલાજી
જલેબી ઘેબર બરફી આ દીપેરે વાલાજી
મગદરના લાડુ ઘી વીશેશે મારા વાલાજી
ખાજાં મેંસુર પેંડા પુરી મરકીરે વાલાજી
ચુરમામાં ગોળ ખાંડ સરખી મારા વાલાજી
શકરપારા ધારી જમવા જેવીરે વાલાજી
લાપશીમાં આ ઘીની ધાર કેવી મારા વાલાજી
આસુદી શીખંડ પુરણ પોળીરે વાલાજી
સેઢલીઓ ઝીણી ઘૃતમાં બોળી મારા વાલાજી
માલપુડા પાપડ પુડલા ખારોરે વાલાજી
સોજીનો શાકરનો સુંદર શીરો મારા વાલાજી
ઢોકળાં ભજીઆં વડાં સાથે ખીરરે વાલાજી
દુધપાક સાથે જમજો રણછોડ વીર મારા વાલાજી
દહીં કરી સતારૂ દહીં ભાગીરે વાલાજી
મીઠા લીંબડાને સુંઠ નાંખી મારા વાલાજી

ચટણીઓ બે ચાર અડવી પાનરે વાલાજી
પતર વેલીયાંને પકવાન મારા વાલાજી
વાલોળને રીંગણાં ભેગાં ભળીયાંરે વાલાજી
નઇ ચણા મોગરી મેથી મળીયાં મારા વાલાજી
કેળાં કોળાં તાદળજો ને ટાંકોરે વાલાજી
ભીંડાની ફળીયોને ગવાર વાંકો મારા વાલાજી
વાલ વટાણા લીલવા મેથી ભાજીરે વાલાજી
તુવેરની દાળ ઉનીને તાજી મારા વાલાજી
પરવર ગીલોડાં વઘારી દીધાં રે વાલાજી
ચણાને રઈ મીઠે કેવા કીધા મારા વાલાજી
સુળા ગીસોડાં શકરીયાં ડોડાંરે વાલાજી
કાલેરાં ગલકાંને કંકોડાં મારા વાલાજી
ફળાંનાં ખર ખડીયાં જમવા જેવાંરે વાલાજી
શાક વીગેરે માં મીઠું તીખાં લેવાં મારા વાલાજી
ડાળાં ગરમર હલદર બીલી આદુરે વાલાજી
લીંબુ લીલાં મરચાં ગાજર સાદુ મારા વાલાજી
બોર કેરી રાયતાં રાયણનાં સારાંરે વાલાજી
કેરાંને કમદાં કંઈક ખારાં મારા વાલાજી
ગોળ કેરીનાં અથાણાં હુંતો લાવુંરે વાલાજી
સ્વાદ માટે લીંબુ આ નીચોવું મારા વાલાજી
ઉંચી કમોદના ભાત તમને ભાવેરે વાલાજી
સાકરને દુધ અંદર લાવું મારા વાલાજી
છુટી દાળ મોઘર મગની વઘારીરે વાલાજી

છડી પુકું કહાડીને સુધારી મારા વાલાજી
જે જોઈએ તે રણછોડ કેજો અમનેરે વાલાજી
કસર રાખો તો ભકતના સમ તમને મારા વાલાજી
ભુલ ચુક ખાડુ ખાર માફ કરીએરે વાલાજી
દહીને ભાત શાકર ધરીએ મારા વાલાજી
ગંગાજળે રણછોડ ચળુ કીધુરે વાલાજી
પાન સોપારી લવીંગ બીડુ દીધુ મારા વાલાજી
દર્શન દીધાં ભાગ્ય ફળીયાંરે વાલાજી
સ્વામી સાથે હેત અમારાં મળીયાં મારા વાલાજી

## ગરબી.

રણછોડ નાથજીરે, શું શણગાર તમારા શોભે ટેક.
મુગટ મણી મહા તેજ ભરેલો અનુપમ મુર્તી ત્હારી
કાનેકુંડલ શીર છત્રબિરાજે મુખપર વારી વારી રણછોડ
સોના સાંકળાં રૂડાં શોભે, વળી બાજુ બંધ હાથે
સુંદર હાર રત્નથી જડીયો, શીર પેચ ધર્યો મુજ નાથે રણછોડ
જરીયાન ભરેલું સુંદર શેલુ ભેટ કસેલી વ્હાલે
અનહર રૂપ નટવરનું જોતાં ગીરધર આનંદ આલે, રણછોડ

## ગરબી.

સાંભળજો તમે નરનારી શુભ શીખામણ સારીજી
રણછોડ નામથી મુકતી પામો, અંતર વાત ઉતારી. સાચુ માનોજીરે
ડાકોરમાં રણછોડજી રૂડા દરસનથી દુઃખ જાવેજી
દર પુનમે દેશ દેશથી, જાત્રાળુ જન આવે.. સાચુ માનોજીરે

તરણ તારણ દુખ નિવારણ અંતરથી નવ ખસીયાજી
જેમ બોડાણાને તારીકરીને સેવક વ્હારે ધસીયા. સાચુ માનોજીરે
સેવક જાણી દયા આણી નરવર નટવર તારોજી
બેકર જોડી અર્જ અમારી સ્વિકારી પાર ઉતારો. સાચુ માનોજીરે

ચોપાઇ

ધન્ય ધન્ય ઠાકોર ગામ ધન્ય ધન્ય બોડાણાનું નામ.
ધન્ય ધન્ય રણછોડ રાય ધામ ધન્ય ધન્ય કીવાં ભકત કામ
ધન્ય ધન્ય બોડાણાની હામ, જેને સંગે આવ્યા સુંદર સ્યામરે
એવું સુંદર ઠાકોર જાણું તેનું વર્ણન શુરે વખાણું
રેલ પરથી જાવુ હું ધસી, ઠાકોર નગરી સામી હસી
ગામ તણાં સુંદર ધરબાર દુવારકાં કરી યુગદાધાર
મારો વ્હાલો રણછોડ વસીયો, એતો સદા સેવકપર રસીયો
ફેરા ફરતો કોટ કીધો ગામ વચ્ચે વ્હાલે વાસ લીધો
રૂડા બે દરવાજા સાર. ઉત્તર પશ્ચિમે શોભાપાર

રાગ કલ્યાણ.

સંધ સમસ્ત હું કહું લાભ નામમાં બહુ
રણછોડરાય ભકત બોડાણાને હું ચહું
જગતમાં જન્મી શું કરવું. બોડાણો નર જેહ
ભાવ ધરીને ભજશે ગોવીંદ ધન્ય જન્મતો એહ. સંધ
દ્રોપદીનાં વ્હાલે પુરયાં લાજ રાખી દઈ ચીર
ડાકોરને દુવારકાં કીધી. આણી ગોમતી નીર સંધ
સતી તણીતો વ્હારે ધાયા, કૃષ્ણ રૂપ મહારાજ
રણછોડજી નામે સૌ જાણે. સરયાં ભકતનાં કાજ સંધ

ઝેરને અમૃત સમ કીધું ધન્ય મીરાંબાઈ માટ
અનેક મીરાં રૂપે દીઠી, રાંણામન ઉચાટ, સંઘ
સુધનવા પ્રલ્હાદ તણી તો વ્હાલે લઇ સંભાળ.
સુદામાને લીલા બતાવી એજે દીન દયાળ, સંઘ
મંજારીનાં ઉગારી બચ્ચાં કર્યા પુરણ જન કોડ
ભકત આધીન રણછોડજી પ્યારા, રૂણ મુકત રણછોડ. સંઘ
વાડિલાલે પ્રેમ બતાવ્યો, નહી યુગમાં એ જોડ
બોડાણાને અમર કરીયો, જય જય શ્રી. રણછોડ. સંઘ

ભજન

હે નરનારી ભજ સુખકારી મોરારી મન ધારીને
કાચી કાયા ખોટી માયા. જે છાયા વિચારીને
કાચો કુંભ ઘડીમાં જાશે. સમજી કૃષ્ણ સંભાળીને
પવન ઝપાટે બત્તી બુઝે એમ સમજ નિહાળીને
આગ લાગી ચો તરફ સરખી પછી નીર મંગાવીને
અંત વખત નાહક જે ફાંફાં પછી શું થાય બુજાવીને
ધણી સાથે પ્રીત નવ કીધી પાપે વેશ ભજાવીને
છતી આંખે પ્રથમ નવ દેખ્યું રૂવે હવે ગજાવીને
ઘર ધણીઆણીથી લડીને, ચાલ્યો તુ ઘર બાળીને
વાંસેથી વીમાસણ કરવી, ગોવીંદ ગુણ ઉચ્ચારીને.
પ્રથમ વાતજ નવ પિછાની દીલજાન સુખ કારીને
વાડિલાલ કહે ચેતીલે ભાઇ, થયા ભકત દીલ ધારીને

ભજન

મુરખ મમતા મેલી ભજલે ભવજળ બેલી

નહી રહે નાણાની થેલી, ઘરબાર હાટ હવેલી
કુડકપટ નદીઓ રેલી જયાં વાત પહોચશે છેલી
રંગ ભોગ રહયો શુંખેલી; રંભા મુકે હડસેલી
નારી વિષયની વેલી એ વાત નિરધારો પ્હેલી
ભવજલમાં કોણ બેલી, મુરખ મમાતા મેલી
વૃતી કર ભજનમાં ઘેલી તો વાટ સુજશે સ્હેલી
ભકિત આનંદની કેલી એ ચોપાટમાં રહે ખેલી
ભકિત રૂપી ચણ્ય તું ગેલી એ શીખ માન્ય તું ડેલી,
શીદ બને કામમાં ફેલી કુડ કપટની તજને એલી;
વાડીલાલ વાર્તા સુખ વેલી, અંતે ભક્તિ વર બેલી

## ગરબી પંદર તિથિયો.

સખી પડવે મુર્તી તમારીરે ધન્ય રણછોડ આનંદ કારીરે
ડાકોરમાં રોજ દિવાળી અવિચળ નામ તમારૂ જપીએરે
સખી બીજે માઠી દશા મારીરે કીધાં અઘોર કર્મ ભારીરે
લીધો ભકત બોડાણો તારી, અવિચળ નામ તમારૂ જપીએરે
સખી ત્રીજે અમોને તારોરે નાવ રૂપ થઇ ઉગારોરે
નવ લેશો દોષ હમારો. અવિચળ નામ તમારૂ જપીએરે
સખી ચોથે આનંદ રસ વાળારે ધરી મોહન તારી માળારે
તજયા મોહ ભરેલા ચાળા અવિચળ નામ તમારૂ જપીએરે
સખી પાંચમે મહા કૃપાળુરે હરનીશ નામ સંભાળુરે
દયા સિંધુ તમે દયાળુ અવિચળ નામ તમારૂ જપીએરે
સખી છઠે છલભેદ તજીયારે, રૂડા ઠાકોર ડાકોર ભજીયારે

મુકયા માયાવી કપટયા. અવિચળ નામ તમારૂ જપીએરે
સ્વામી સાતમે મહાસુખ દીધુંરે જેમ કામ બોડાણાનું કીધુંરે
એમ ભજવા અમે પણ લીધુ, અવિચળ નામ તમારૂ જપીએરે
સ્વામી આઠમે અઘોર કર્મ કાપોરે પ્રાણ પતી અભય પદ આપોરે
સેવક જાણી દુર્ઘટ કાપો, અવિચળ નામ તમારૂ જપીએરે
સ્વામી નોમે નટવર ન્યારારે સદા ભકતને સુખ કરનારારે
એવા દીન બંધુ હમારા. અવિચળ નામ તમારૂ જપીએરે
સ્વામી દશમે દેવ ગુણ ગાવારે અમે આવ્યા ગોમતીમાં ન્હાવારે
વ્રજ આવો પ્રેમ રસ પાવા. અવિચળ નામ તમારૂ જપીએરે
સ્વામી એકાદશી ઉમંગેરે ધ્યાન ચડયુ તમારે રંગેરે
અલૌક ઠારી પુનમ પ્રસંગે અવિચળ નામ તમારૂ જપીએરે
સ્વામી બારસે નિર્મળ થઇએરે ન્હાઇ ગોમતી દરસને જઇએરે
મન સ્યામ તમોને ચહીએ અવિચળ નામ તમારૂ જપીએરે
સ્વામી તેરસે તન મન ધનથીરે કરૂ ભકિત સદા એક મનથીરે
સ્વામી બોડાણા એવા એક તનથી અવિચળ નામ તમારૂ જપીએરે
સ્વામી ચૌદશે ચીંતા ટાળીરે સ્હાય થજો તમે વનમાળી રે
એવી મનહર મુર્તી ભાળી અવિચળ નામ તમારૂ જપીએરે
સ્વામી પુનમે પુરઆશા કરીએરે અર્જ સેવકની ધ્યાન ધરીએરે
નામ લેતાં ભવજલ તરીએ અવિચળ નામ તમારૂ જપીએરે.

સમાપ્ત.

# જાહેર ખબર.

હું નીચે સહી કરનાર વિનંતી કરૂંછું કે અમારી તઃ
રફથી ચોપડીઓ નીચેને સરનામે લખવા મેહેરબાની ક
અમદાવાદના શેઠ શ્રી જેશિંગભાઈ હઠીસંગ વિરહ ૦-
૦-

શ્રીમાન શેઠ શ્રી ચિનુભાઈ માધવલાલ સી. આઈ. ઈ.
ચાંદ મહોત્સવ પ્રેમ પત્રિકા.... .... ....૦-૦-૬
ખા. બા. નસરવાનજી પેસ્તનજી સી. આઈ ઈ વકીલ
તથા ખા. બા. જહાંગીરજી પેસ્તનજી તથા રૂસ્તમજી જહાં
ગીરજી ખા. બા. વકીલ ખિતાબ મહોત્સવ મનહર રસીક
બુકની પ્રેમ પત્રિકા.... .... .... .... ....૦-૪-૦
ધર્મ ભ્રાન્તી ભાજક ઈશ્વર જ્ઞાન.... .... ....૦-૦-૬
વાડીલાલકૃત ચાબખા ૦-૪-૦ છપાવાના છે. નામ મોકલવાથી
અમર મુબારક તરીકે થશે.

**વાડીલાલ સાંકળચંદ. અમદાવાદ ધાબીયાની પોળ.**

**સદરહુ ચોપડીઓ સોમચંદ જેઠાલાલ.**

ઢાળની પોળ ખારા કુવાની પોળ —અમદાવાદ.